સેવામંડળ પત્રિકા નં૦ ૧

# વિદ્યાર્થીજગતને સંદેશ

[ લેખકઃ—મહર્ષિ રવીન્દ્રનાથ ટાગોર ]

પ્રકાશકઃ—
સેવામંડળ-સુરત.

બે પૈસા.

# સેવામંડળ તરફથી મળતું સાહિત્ય.



| | નામ. | કિંમત પૈસા. |
|---|---|---|
| ૧ | વિદ્યાર્થી જગતને સંદેશ. | ૨ |
| ૨ | લગ્નપત્રિકા. | ૧ |
| ૩ | શ્રમણનારદ અને મધની સેવાવૃત્તિ.... | ૨ |
| ૪ | કસોટી. .... | ૧ |
| ૫ | ભાવના..... | ૧ |
| ૬ | જગતના યુવકોને.... | ૧ |
| ૭ | આપણા તહેવારોની ઉત્પત્તિ. | ૪ |
| ૮ | આરોગ્ય સંબંધી સામાન્ય માહિતી | ૨ |
| ૯ | યુવકવર્ગ અને વિશ્વબંધુત્વ. | ૨ |
| ૧૦ | યુવાનો અને વ્યાયામ. | ૨ |
| ૧૧ | જીવનકલા. | ૨ |
| ૧૨ | ભારત સંતાનોનો નિત્યધર્મ. | ૧ |
| ૧૩ | સગુણોપાસના. | ૩ |
| ૧૪ | સુખી જીંદગીનો નકશો. | ૨ |
| ૧૫ | વિચારો અને જીવનમાં ઉતારો. | ૨ |
| ૧૬ | નાનો મુદ્રાલેખ. | ૨ |
| ૧૭ | બાળકોની ઉન્નતિ જરૂર ધ્યાનમાં રાખો. | ૧ |
| ૧૮ | આ પત્રિકાઓ નંગ ૫ | ૬ |
| ૧૯ | નમદ | ૬ |

ઉપરનું સાહિત્ય મળવાનું ઠેકાણું:—

**મંત્રીઓ, સેવામંડળ–સુરત.**

ઠે૦ સોનીફળીઆ, સુરત.

# " कर भला होगा भला. "

# વિદ્યાર્થીજગતને સંદેશ

લેખકઃ રવીન્દ્રનાથ ટાગોર



---

તમે મને અહીં આવવા આમંત્રણ આપ્યું તેથી મને ઘણો આનંદ થયો છે. દૂર ઉભા રહી ઉપદેશ આપનારા ઉપદેશકની માફક નહિ પણ વિદ્યાર્થીઓમાં એક વિદ્યાર્થીની પેઠે ભળવાનું–તેમની પાસેજ જગ્યા મેળવવાનું મને વધારે સ્હેલું લાગે છે. પરન્તુ તેમાં પણ એક મુશ્કેલી તો છેજ. ઉપર ઉપરથી જોનારાઓ મને ભૂલથી વૃદ્ધ ધારી લે છે. એટલે જ્યારે યુવકો મને નિમંત્રણ કરે છે ત્યારે પોતાની પાસે બોલાવતા નથી પણ મારે માટે દૂર પ્લેટફોર્મ ઉપર જુદી બેઠક રાખે છે. આવા દુર્ભાગ્યમાંથી બચવા સારૂ ગીચ વસ્તીથી ને જગતના ઘોંઘાટથી દૂર મેં એક જગ્યા શોધી કાઢી અને મેં યુવકોને મારી પાસે આવવા માટે ત્યાં નોંતર્યા. આ પ્રમાણે તેમને નિમંત્રણ આપવામાં જેટલો મેં મારા લાભનો વિચાર કર્યો છે તેટલો તેમના લાભનો વિચાર નથી કર્યો. મને શું લાભ થયો તે હું તમને કહી સંભળાવીશ.

મનુષ્યનું અંતઃકરણ મોટે ભાગે અંધકારથી ઘેરાયલું રહે છે. વૃદ્ધ થતો જાય છે તેમ તેમ તેને એમ લાગે છે કે વયવૃદ્ધિમાં પણ કાંઇ ને કાંઇ ખાસ અભિમાન ધરવા જેવું છેજ; જો તે વયોવૃદ્ધ મનુષ્યોનાજ સહવાસમાં રહેતો હોય તો તો એ વિશેષ લાગે છે પરન્તુ જેને વૃદ્ધિ ગણવામાં આવે છે તે ખરૂં જોતાં તો જીવનનો હ્રાસ–ક્ષીણતા છે, એ મહત્વની બાબત ઉપર તેનું લક્ષ હોતું નથી. જેનું ભવિષ્ય દિવસે દિવસે ક્ષીણ થતું જાય છે તે જો પોતાના લાંબા ભૂતકાળનું અભિમાન રાખે તો તેથી તેને શું લાભ થવાનો હતો ?

મનુષ્યને જો વૃદ્ધાવસ્થાને લીધે કોઇ પણ પ્રકારનું અભિમાન રાખવાનું વાસ્તવિક કારણ હોત તો વિધાતા આ સંસારમાંથી તેમને પાછા ખેંચી લેવાનો ભાગ્યેજ આટલો બધો પ્રયત્ન કરત. કોઇ પણ મનુષ્ય એ રહેલાઇથી સમજી શકે છે કે વૃધ્ધો માટે તો સનાતન આદેશ એજ છે કે તેમણે માર્ગ મોકળો રાખવો. ધાતા તરફથી તેમને માટે સનાતન પોકાર ચાલુ રહે છે કે "રસ્તો મૂકી દો" "રસ્તો મૂકી દો."

વૃધ્ધો કહેશે "અમારે અમારી ૬૦ વર્ષની જુની જગ્યા શા માટે છોડી દેવી જોઇએ?" કારણ? યુવાવસ્થાનો યુવરાજ આગળ આવે છે માટે આ જગતના સિંહાસન ઉપર પ્રભુ ફરી ફરી યુવાવસ્થાનોજ અભિષેક કરે છે.

શું એમાં કાંઇ અર્થ નથી રહેલો? અવશ્ય એમાં અર્થ સમાયલો છે. પ્રભુની ઇચ્છા નથી કે એની સૃષ્ટિ ભૂતકાળથી જકડાઇને પાછળ પડી જાય. પૂર્ણ થયેલી (એક) રચનાના આધાર ઉપર જુદા જુદા સમયે નવી શક્તિઓ જો ફરી તાજું કામ ન ઉપાડે, નવો આરંભ ન કરે તો અનંતનું અનંત રૂપે પ્રગટ થવુંજ અટકી પડે. જે અનંત છે, અનાદિ છે તે અજર પણ છે. અને તેથીજ જેઓ વૃદ્ધ અને જીર્ણ છે તેઓ પરપોટાની માફક ફુટીને નાશ પામે છે. પણ બાળસૂર્યના પ્રકાશમાં જેમ પુષ્પકળીઓ ખીલી નીકળે તેમ યુવકો તો આ સંસારમાં ખીલી નીકળે છે. પ્રભુ પોતાની બંસરીના મીઠા સૂરથી યુવકોનું આવ્હાન કરે છે, તેમને પ્રેરણા આપે છે, અને જ્યારે તેઓ એક સામટા પ્રયાણ કરે છે ત્યારે તેમનું સ્વાગત કરવા આ સંસારના દરવાજા પોતાની મેળે ઉઘડી જાય છે.

હું યુવકોમાં અને બાળકોમાં એટલા માટે ભળી જાઉં છું-બેસી જાઉં છું કે હું પણ પ્રભુના એ પોકારને-બંસરીના એ મધુર સ્વરને-શ્રવણ કરી શકું.

મારા આવા અનુભવને પરિણામે સૌથી ઉત્તમમાં ઉત્તમ લાભ મેં એ મેળવ્યો છે કે જેમ બીજા વૃદ્ધ પુરૂષો કરે છે તેમ હું યુવકોને–યુવાવસ્થાને–તિરસ્કારની, ધિક્કારની દૃષ્ટિથી જોતો નથી, અને હું તેમની ભવિષ્યની આશાઓને ભૂતકાળના મારા ભયના સંસ્કારોના બોજાથી કચરવા ઇચ્છતો નથી. હું તેમને કહી શકું છું, "ડરો નહિ, શોધ કરો, અનુભવ કરો અને બુદ્ધિનો ઉપયોગ કરો." જો તમે સત્યને સંપૂર્ણ જાણવા ઇચ્છતા હો અને તેને સંપૂર્ણ ઓળખવા માટે તેનું પૃથક્કરણ કરવાની તમને જરૂર જણાતી હોય તો બહાદુરીથી અને પ્રમાણિકતાથી તેમ કરો અને અંધશ્રદ્ધાથી તેને માની ન લેતાં તેની સામે જ્યાં સુધી એ સત્ય તમને સંપૂર્ણ જીતી ન લે ત્યાં સુધી લઢો. ગમે તેમ કરો પણ તમે આગળજ વધતા જાઓ.

પ્રભુની બંસરીના નાદનો, નિઃસીમ અજ્ઞાન પ્રદેશમાં વિચરવાની અને અપરિચિત સાથે સાહસ રમવાની તેની પ્રેરણાનો પ્રતિધ્વનિ મ્હારૂં હૃદય સાંભળે છે. અને ત્યારેજ મને સમજાય છે કે વૃદ્ધાવસ્થાને સ્વાભાવિક એવી આનાકાની અને ખબરદારી કરતાં યુવાવસ્થાની બેદરકારી અને અનુભવની ખામી મનુષ્યને સત્યને માર્ગે જવામાં વિશેષ ઉપયોગી અને મદદરૂપ થઇ પડે છે. એનું કારણ એ છે કે અનુભવહીન વ્યક્તિમાં જે ઉત્કટતા હોય છે તે ઉત્કટતાને પરિણામે તેને સત્ય ફરી ફરી હમેશા નવા નવા રૂપમાં અને નવી નવી શક્તિઓ સાથે સ્વયં દેખા દે છે. અનુભવહીન વ્યક્તિની તીવ્રતા પર્વત જેવાં મહાન વિઘ્નોને પણ ગણકારતી નથી. તેમાંથી પણ એ પોતાનો રસ્તો કાઢી લે છે અને અસંભવ વસ્તુને પણ મેળવી આવે છે.

જીવનનું રહસ્ય અથવા સત્ય ઉપર ઉપરના ગતિહીન સ્વાસ્થ્યમાં સહીસલામતીમાં–શોધવાથી મળી શકતું નથી, પરન્તુ તે તો તફાનમાં જ્યાં ભયનું સામ્રાજ્ય વ્યાપી રહેલું છે ને જ્યાં દુઃખના કારી મોજાંઓ ઉછળી રહ્યાં છે ત્યાં શોધ કરવાથીજ મળી શકે છે. સત્યને મેળવનાર વીરાઓ તો તેને શિર સાટે ખરીદવા તૈયાર છે. સત્યની

શોધ અગણિત આહુતિઓ લે છે. તેમનો વિશ્વાસ તેમાંથી અણુ માત્ર પણ ઓછો થતો નથી.

વાચાળ વૃદ્ધાવસ્થાનો હક જણાવી આજ હું તમને ભાષણ સંભળાવવા આવ્યો નથી. પરંતુ હું તો માત્ર તમને એકજ સાચી વાતનું સ્મરણ કરાવવા આવ્યો છું; તે વાતને આપણે આપણી કેળવણી અને પરિસ્થિતિના પરિણામે સ્હેલાઇથી ભૂલી જઇએ છીએ. તેનું સ્મરણ કરવું પણ ગુન્હો ગણાવા લાગ્યો છે. તમે યુવાન છો, તમારે તમારૂં કામ ભૂલી ન જવું જોઇએ. આ સંસારમાં તમને નિરૂપયોગી થઇ ગયેલા કચરાને જુનાં મુડદાંઓ—રૂઢિના સમૂહને અને જેમનો કેવળ દુરૂપયોગ થાય છે એવા ઐતિહાસિક જુઠાણાને વાળી ઝુડીને સાફ કરવા મોકલવામાં આવ્યાં છે. સત્યને પોતાની મેળે શોધી લેવા માટે અને સત્યને શોધી કાઢી તેને પોતાનું કરી લઇ જે કામમાં તમે જન્મ લીધો છે તે કામને પોતાના જીવનના આધાર ઉપર રચવા માટે તમે આ સંસારમાં જન્મ ગ્રહણ કર્યો છે. જેમને ભૂતકાળનો મોહ છે અને જેઓ તેનેજ વળગી રહે છે તેઓ ખરેખર અકાળે વૃદ્ધ બન્યા છે. તેમને અહીંથી ચાલ્યા જવાનો હુકમ મળી ચુક્યો છે, અને તેમને સત્વર ચાલ્યા જવું પડશે. પણ તમે તો યુવાન છો. બહાદુરીથી યુવાવસ્થાનું જોખમ અને જવાબદારી વ્હોરી લો. જગતની સેવા કરવાની નવી ફરજ તમારે માથે મૂકવામાં આવી છે અને તે ફરજ જગતને સદા નવીન અને રસપૂર્ણ રાખી જીવનક્રિયાને અનંત પ્રતિ દોરી જવાની છે. માટે સનાતન સંદેશનું વહન કરનાર કાળપ્રવાહને વચ્ચે અંતરાયોથી અટકાવતા નહિ. એનો રસ્તો તો સાફજ રાખજો.

શી મૂડી આપી તમને આ માર્ગે મોકલવામાં આવ્યા છે? અમર્યાદિત મહત્વાકાંક્ષા લઇને તો વિદ્યાર્થી છો. તમે શું શીખવા ઇચ્છો છો તેનો સંપૂર્ણ વિચાર કરી લેજો. પક્ષીઓના બચ્ચાં તેમના માતા

પિતા પાસેથી શું શીખે છે? પોતાની પાંખો પ્રસારી ઉડવાનુંજ તેઓ શીખે છે. માણસે પણ પોતાની બીજી પાંખો પ્રસારી અનંતમાં ઉંચે જઈ ઉડતાં શીખવું જોઇએ. જીવન નભાવવા માટે કમાવાની જરૂર છે. એ શીખવામાં બહુ મહેનત નથી પડતી. પરન્તુ જીવનને સફળ કરવું, તેને પરિપૂર્ણ બનાવવું એ મનુષ્યનો ધર્મ છે. એની પ્રતીતિને માટે જે અડગ નિશ્ચય આવશ્યક છે તેને જીવંત અને જાગ્રત રાખવા માટે તો માણુસમાં જે કાંઇ હોય તે બધાનોજ ભોગ આપવો પડે છે.

હાલના જમાનામાં યુરોપે આચાર્યપદ મેળવ્યું છે. તેણે પૂર્વનું અપમાન કર્યું છે અને જે દેશોમાં પ્રાચીન સમયમાં ઉન્નતિનો સૂર્ય ઉદયગિરિ ઉપર પ્રકાશી નીકળ્યો હતો તે દેશોનો ભોગ આપી તેણે પોતાનો લાભ શોધ્યો છે. પોતાથી ભિન્ન જાતિઓ સાથેના વ્યવહારમા તે કેવો પશુ જેવો ક્રૂર લોભ રાખે છે અને તેમની સાથેની રાજ્યનીતિમાં કેવું અપ્રમાણિક કોટિલ્ય રચે છે, એ આપણું ક્યાં અજાણ્યું છે? પરન્તુ નછૂટકે આપણે એ પણ કબુલ કરવુંજ પડશે કે આજ અર્વાચીન જગતનો ગુરૂ યુરોપ બનેલું છે. જે અભિમાનથી કે બુદ્ધિની ખામીને લીધે એનો સ્વીકાર નહિ કરે તે આગળ વધતા મનુષ્યસમાજની હરિફાઇમાં અવસ્ય પાછળજ પડી જશે.

માત્ર પશુબળથી મનુષ્ય ઘણું ઘણું કામ કરી શકે છે, પરન્તુ પશુબળથી આચાર્યપદ મળી શકતું નથી. મનુષ્ય ગુણ વડેજ એ પદ મેળવી શકે છે. જેના ઉદ્દેશો કાયર મનુષ્યની માફક સંકુચિત છે અને વખત જોઇને ચાલવાની અંધનીતિને અનુસરી દૂરદર્શી નથી, તેજ એ ગુણો પ્રાપ્ત કરી શકે છે. આજ યુરોપ સંસારનો ગુરૂ સ્વીકારાયલો છે પરન્તુ કેવળ ઇતિહાસ, ભૂગોળ અને વિજ્ઞાનનું જ્ઞાન મેળવવાના કારણે તેને તેમ સ્વીકારવામાં આવ્યો નથી. એનું ખરૂં કારણ તો એ છે કે તેના ઉદ્દેશો ઘણા ઉંચા છે અને તેને તે સિદ્ધ

આમળજ ધપવાની પ્રેરણા કરે છે. એ ઉદ્દેશો કોઇ પણ મર્યાદાને પણ ગણતા નથી.

ઘટમાળ પ્રમાણે રોજ એકજ પ્રકારથી ચાલતી આવેલી દિનચર્યાની મર્યાદામાં આવતા તુચ્છ લાભની–સુખની–લાલસાને સુન્દર–રૂપ આપવાથી કે તેને તેની યોગ્યતાથી વધારે મહત્વ આપવાથી કોઇ માણસ મોટો થઇ શકતો નથી. પાંજરામાં પુરાઇ રહેલું પક્ષી કટાઈ ગયેલા લોઢાના સળીયામાં રહ્યું રહ્યું પાંખો ફફડાવ્યા કરે તો તેથી તેની પાંખોનો બરોબર ઉપયોગ થયો છે એમ ન કહી શકાય. પરન્તુ જ્યારે મનુષ્ય જ્ઞાન મેળવવાની ઉત્કટ જીજ્ઞાસા દાખવે છે, કુદરત–પ્રકૃતિમાંથી સત્યને શોધી કાઢવા પ્રયત્ન કરે છે, મનુષ્ય સમાજ માટે ઇશ્વરે પૃથ્વી પાણી આકાશ અને સૌથી વિશેષ સ્વયં તેના આત્મામાં જે સિદ્ધિઓ–બક્ષિસોનો સંગ્રહ કરી રાખ્યો છે, તેની શોધ મેળવે છે, રેતીના શુષ્ક રણમાંથી પણ ફળ મેળવવા પુરતો પ્રયત્ન કરે છે, સંપૂર્ણ આરોગ્ય મેળવવા ખાતર રોગ ઉપર વિજય મેળવે છે, ગતિ કરવાની સંપૂર્ણ સ્વતંત્રતા મેળવવા ખાતર આકાશનો અંત આણે છે; સંપૂર્ણ સ્વતંત્ર શક્તિ પ્રાપ્ત કરવા માટે પોતાના બધા મનોવિકારો ઉપર જય મેળવે છે, આવા ઉત્ક્રાંત કરવા માટેના અનેક યુધ્ધોમાં તે ઉતરે છે, ત્યારેજ તેમાં વાસ્તવિક માણસાઈ છે એમ કહી શકાય છે. આવા પ્રયત્નો એ સિદ્ધ કરી આપે છે કે જે આત્મા જાગ્રત થયો છે તે જીત પરાજય જેવી વસ્તુએ જરા પણ સ્વીકારતો નથી. દુઃખ અને દારિદ્રને વિધિના અનિવાર્ય નિર્માણ રૂપે સ્વીકારવું એ તેને અપમાનકારક લાગે છે. તે તો એમજ સમજે છે કે તેનું પોતાનું ભાગ્ય તેના પોતાના હાથમાં છે અને સ્વામિત્વ એ તો તેનો જન્માસદ્ધ અધિકાર છે.

યુરોપે પોતાના પ્રયત્નની, પોતાની સાધનાની પાંખો ઘણા વિસ્તારમાં ફેલાવેલ છે એટલે આજે તેને મનુષ્ય સમાજના ગુરૂ થવાનો અધિકાર પ્રાપ્ત થયો છે.

જો આપણે ભુલથી તે શીખવે છે તે ન શીખતાં માત્ર પુસ્તકીયા જ્ઞાન જ તે આપે છે એમ માની લઇશું અથવા પદાર્થ સંબંધી વિશેષ જાણવા જેવી બાબતો જ માત્ર તે શીખવે છે એમ માની તેનું મહત્વ ઘટાડીશું તો તેથી આપણુનેજ ખોટ જશે.

મનુષ્ય બનવું એજ ખરૂં શિક્ષણ છે. જીવનની પરિપૂર્ણતા સંપાદન કરવી એજ મહત્વનો વિષય છે. પ્રમાણમાં એની સાથે સરખાવતાં બીજું બધું ગૌણ છે; માણસની સાચી માણસાઇ તો તેના ઉદ્દેશોની વિશાળતા અને ઉચ્ચતામાં, અક્ષીણ ઉત્સાહમાં અને અજીત ઇચ્છાશક્તિમાં જ સમાયલી છે.

યુરોપના મુખ્ય વસ્તીવાળા પ્રદેશોમાં-સ્થળોમાં લોકો સાહસ કરવાના તેમના હિમ્મતભર્યા ઉત્સાહમાં મહાનમાં મહાન ઉદ્દેશોને વ્યક્ત કરે છે અને તે ઉદ્દેશોમાં તેઓ સફળતા પણ મેળવે છે.

જ્યારે આવું જીવન-યુદ્ધ ચાલતું હોય છે ત્યારે યુરોપ તેમાંથીજ પોતાની-પોતાના બાળકોની કેળવણી પ્રાપ્ત કરી લે છે. એટલુંજ નહિ પણ ત્યાંની કોલેજોમાં જે શિક્ષણ અપાય છે તે પણ કેવળ છાપેલાં પુસ્તકોમાંથી નથી હોતું પરન્તુ ત્યાંના જનસમાજના જીવનમાંથી ઉદ્દભવેલી તે સાચી કેળવણી હોય છે. તે કેળવણી સદાકાળથી ચાલતા આવેલા ત્યાગ—જીવનયજ્ઞના પરિણામે રાષ્ટ્રે જે કાંઇ સંપાદન કર્યું હોય છે તેનું માત્ર પ્રતિબિંબજ હોય છે. આથીજ યુરોપની યુનીવરસિટીના વિદ્યાર્થી કેવળ પુસ્તકીયા જ્ઞાન મેળવીને બેસી નથી રહેતા. તે પોતાની આસપાસ સર્વત્ર પ્રભુત્વ ધરાવતું માનવ-ચૈતન્યનું અસ્તિત્વ અનુભવે છે અને સ્વયં તેની રચનાના પરિણામ રૂપે તે તેમાંથી પોતાનો વારસો મેળવે છે. આ પ્રકારે મનુષ્ય પોતાના સ્વરૂપને જરૂર ઓળખી શકે છે. સંસારને પોતાનો કરી શકે છે અને માણુસ બનવાની કળા પણ શીખી શકે છે. પરન્તુ જ્યારે આપણે વિદ્યાર્થીઓને કેવળ અવ્યાવહારિક અને દાન

તરીકે અપાયલું જ્ઞાન અને પસંદ કરેલી કેટલાંક પુસ્તકોમાંથી થોડી ઘણી જાણકારી મેળવતા જોઇએ છીએ, જ્યાં બીજાઓ પાસેથી ભીખ માંગી જે લેવામાં આવ્યું છે તેના ઉપરજ માત્ર જીવનની આવશ્યક બાબતોમાં પણ આધાર રાખવામાં આવે છે, જ્યાં મનુષ્ય પાસે પોતાની માતૃભૂમિને ચરણે અર્પણ કરવા, આરોગ્ય, ખાદ્યપદાર્થ, જ્ઞાન કે શક્તિ કાંઇ પણ નથી, જ્યાં મનુષ્ય જીવનના કે આધ્યાત્મિક સુખના, સૌન્દર્યના નવા નવા રૂપ સમજાવી શકાતા નથી, જ્યાં માણસના વિચારોમાં અને કાર્યમાં ટેવ–રિવાજ અને વહેમના બંધનને લીધે નાના પ્રકારના અંતરાયો ઉભા કરવામાં આવે છે, જ્યાં સ્વતંત્ર પ્રશ્નો પુછી શકાતા નથી કે સ્વતંત્ર તર્ક કે ચર્ચા પણ થઇ શકતી નથી, એટલુંજ નહિ પરંતુ એને પાપ ગણી એમ કરતાં અટકાવવામાં આવે છે, જ્યાં વિવિધ શક્તિઓ છે પણ તેમાંની ઘણી ખરી આંધળી છે અને તે માણસના મનને સૂકાં પાંદડાની માફક વગર ઉદ્દેશે ભમાવ્યા કરે છે, ત્યાં માણસને પોતાનો આત્મા પોતાના સમાજમાંજ છે, એવો અનુભવ નથી થતો. તેને તેટલી સ્વતંત્રતા નથી જણાતી. કારણ કે તે આત્મા તે સમાજની જકડીને બાંધી લેનારી સાંકળો અને હાથ કડીથી જકડાયલો રહે છે અને ભૂતકાળની જેમાં સડો પેસી ગયો છે એવી ઘણીએ બાબતો વડે દબાયલો હોય એમ જણાય છે. ત્યારે ભૂતકાળની વસ્તુ જો સતત નવા નવા રૂપે બદલાતી રહે, તેનો નવો નવો અવતાર થતો રહે, અને તેમાં જીવન શક્તિ પ્રેરવામાં આવે, તોજ તે વર્તમાન કાળમાં જીવી શકે અને ભવિષ્યમાં પણ તેને ત્યારેજ જીવતી રાખી શકાય.

જે મનુષ્યો કેવળ કાયર બની–ક્રિયાશક્તિહીન રહી જીવવા સરજાયલા છે તેઓ જે સંજોગોમાં મૂકાયલા હોય છે તેને સ્હેલાઇથી અનુકૂળ થઇ શકે છે. પરન્તુ પોતાના અંતરમાં તેઓ કોઈ પણ દિવસે ચૈતન્ય સ્વરૂપ પ્રભુનો સાક્ષાત્કાર કરી શકતા નથી અને તેના અસ્તિત્વ વિશે પણ તેમને ભાસ રહેતો નથી.

આપણે જો આ વિષયનું મૂળ જોવા પ્રયત્ન કરીશું તો આપણને સમજાશે કે આપણું આધ્યાત્મિક દારિદ્ર એજ આપણું ખરૂં દારિદ્ર છે. મનુષ્યના આત્મા ઉપરજ આપણે જે અપમાનોનો બોજો નાંખ્યો તેનું પરિણામ એ આવ્યું છે કે આપણી ચારે તરફ જ્યાં જુઓ ત્યાં દુઃખ અને અવગણનાજ જોવામાં આવે છે. નદીનું પાણી સૂકાઇ ગયા પછી તેની ખાઇ ખાલી પડી, માટે શોક કરવાથી શું લાભ થવાનો હતો? ખરો શોક તો વહેતા પાણીના અભાવ માટેજ કરવાનો હોય. જયારે આધ્યાત્મિક જીવનનો પ્રવાહ વહેતો બંધ થાય છે ત્યારેજ મૃત ભાષાના વ્યાકરણના રૂપોની પેઠે શુષ્ક રૂઢિની પોકળતા જોવામાં આવે છે.

સાક્ષાત્કાર અનુભવયુક્ત જ્ઞાનના ઉચ્ચ પ્રદેશમાં જે જીવંત અને ગતિમાન સત્ય આગળ અને આગળ વધતું જાય છે તે સત્યજ આ સૃષ્ટિનું પોષણ કરે છે. આમ થવાનું કારણ એ છે કે અનંતનો અનુભવ કરવો. અનંતમાં મળી જવું એજ સત્યનો ઉદ્દેશ છે—અર્થ છે. જ્યારે જ્યારે કોઇ પણ પ્રકારની કૃત્રિમ મર્યાદામાં સત્યને બાંધી રાખવાનો પ્રયત્ન કરવામાં આવે છે ત્યારે ઢાંકણામા રૂંધાયલી દીપક જ્યોતિની પેઠે તે સ્વયં ઓલવાઇ જાય છે. એજ પ્રકારે મનુષ્યનો આત્મા જે અનંતના પ્રતિ પ્રયાણ કરી રહ્યો છે તે પણ યુગ યુગની નવી સૃષ્ટિના પ્રવાહની સાથેજ વહન કરે છે. પ્રકાશ અને શક્તિ મેળવવા માટેના તેના પ્રયાસમાં પ્રગતિ એજ સારરૂપ છે. એ આત્માને જો બાંધી લેવામાં આવે તો તેના અસ્તિત્વનું જે મૂળ કારણ તેનોજ લોપ થઇ જાય. ગતિનો અભાવ આત્માના વિકાસને અર્થે નથી હોતો, પરન્તુ એ તો ઉલટું તેનું બંધન છે.

આપણા દેશમાં આપણે હંમેશાં એજ સાંભળતા આવ્યા છીએ કે જે સદા સ્થિર છે તેજ સત્ય. એ મૃત્યુ છે, જીવન નથી. આપણે સ્મશાનમાં—કબરોના પત્થરોમાં સત્ય હોવાનો વિશ્વાસ ધરાવીએ છીએ.

આપણું એ માનવું જો ખરૂં હોય, જો આ સંસારમાં એક નાનું સરખું પણ એવું સ્થાન હોય, જ્યાં સત્ય સર્વદા સ્થિર રહે તો આજ સંસારમાં જેઓ કેવળ સ્થિર રહે છે અને જરાપણ ગતિ કરતા નથી તેઓજ વિજયી નીવડવા જોઇએ. જેટલી પણ પ્રગતિ કરવામાં આવે તેટલી બધીએ સૃષ્ટિ મંડાણના આંતરિક સિદ્ધાન્ત વિરૂદ્ધ જવી જોઇએ અને અપરિવર્તનશીલ નિર્જીવ દિવાલો સાથે અથડાઇ બધીજ ક્રિયાઓનું મરણ થવું જોઇએ, તેનો અંત આવવો જોઇએ. પરન્તુ ખરી વાત તો એ છે કે સૃષ્ટિ એક ક્ષણ પણ સ્થિર રહી શકતી નથી, અને જો આપણા જાણવામાં આવે કે સૃષ્ટિના કોઇ પણ વિભાગમાં મનુષ્યોના મન સમયના પ્રવાહ વિરૂદ્ધ સ્થિર રહે છે, તો આપણે સમજી લેવું જોઇએ કે એ સ્થિરતાથી આખા જગતની ગતિનું યાત્રાનુંજ અપમાન કરવામાં આવ્યું છે. આવા પ્રકારની સ્થિરતા તોડી પાડવા–દૂર કરવા સતત પ્રયત્ન થવો જોઇએ અને એવા પ્રયત્નથી પણ એને ગતિ ન મળે તો ગતિમાન કાળચક્ર સાથેના સંઘર્ષણથી જર્જરિત થઇ એનો અંત આવવોજ જોઇએ.

સાચા ગુરૂઓ–તથ્યાતથ્ય સમજનારી બુદ્ધિ આપણને શું શીખવે છે? "**आत्मानं विद्धि**" તને પોતાનેજ ઓળખ "**भूमैव सुखम्, भूमात्वेव विजिज्ञासितव्य!**" "તુચ્છ વસ્તુમાં સુખ નથી માટે મહાનમાં મહાન વસ્તુને શોધી કાઢ." આત્માને–પોતાને ઓળખવા માટે અને ભૂમિને જાણવા માટે પૂર્વજો તરફથી મળેલા વારસાના નિધિને તાળા કુંચીમાં રાખી, કામ કરવાના દિવસો ઉંઘમાં કાઢી નાંખવાથી કશું વળવાનું નથી. આપણે આગળ વધવું જ જોઇએ. આપણે નવી રચના કરવી જોઇએ. પ્રભુ પોતાને સતત નવી નવી સૃષ્ટિઓ રચીનેજ ઓળખાવે છે, અને માણસે પણ તેમજ કરવું જોઇએ. તેણે પોતાના પૂર્વજોના ભંડારમાંથી અથવા વધારે ભાગ્યશાળી પડોશીઓ પાસેથી ભીખ માગીને કે ઉછીનું લઇને પોતાને ઓળખાવવા પ્રયત્ન ન કરવો જોઇએ.

જ્ઞાનસાગરના કયા કિનારા ઉપર, કયા ધ્યેય ઉપર સાચી કેળવણીએ-શિક્ષણે આપણને દોરી જવું જોઇએ? "તું તને પોતાને ઓળખ" "મહાનમાં મહાનને શોધી કાઢ" આ સૂત્રોનો અર્થ જ્યાં સમજી શકાય ત્યાંજ તેણે આપણને પહોંચાડી દેવા જોઇએ. જ્યારે મનુષ્ય પોતાના આત્માને ઓળખે છે ત્યારે તેને મહાનમાં મહાન વસ્તુ પણ મળી જાય છે. જ્યારે માણસ ત્યાગ કરવાની શકિત જેના વડે તે નવી સૃષ્ટિ ઉત્પન્ન કરી શકે છે તે મેળવે છે ત્યારે તેને સમજાય છે કે ત્યાગથી તેની વૃદ્ધિ થાય છે, તેનો વિકાસ થાય છે અને એજ શકિત વડે તે મૃત્યુને પણ તરી જાય છે. પરન્તુ તમારા પુસ્તકીયા જ્ઞાનના વહાણમાં બેસી તમે બધા યુનીવર્સિટી શિક્ષણ સાગરને કયે કિનારે પહોંચવાના હતા? એની હદ તો કેવળ સરકારી નોકરી, કારકુની, પોલીસમાં ઇન્સ્પેકટરી, અને ડેપ્યુટી મેજીસ્ટ્રેટના હોદ્દા સુધીનીજ છે. આવા મહાન સમુદ્રમાં આવી નાની અભિલાષાઓ સાથે યાત્રા કરવી એ ખરેજ શરમાવા જેવું છે. પરન્તુ એ શરમની લાગણીએ ખરેજ આપણા દેશમાંથી બીલકુલ ઉડી ગઇ છે. મહાન ઇચ્છાઓ, મોટી મોટી અભિલાષાઓ રાખવાની શક્તિ પણ આપણે ગુમાવી બેઠા છે. બીજા ગમે તે પ્રકારનું દારિદ્ર આપણે ભોગવવું પડે તો તેમાં કાંઇ શરમાવા જેવું નથી, કારણ કે તે બહારનું દારિદ્ર છે. પરન્તુ મહત્વાકાંક્ષાની ખામી–તેનો અભાવ એ આધ્યાત્મિક દારિદ્રનું પરિણામ હોવાને લીધે ખરેજ ઘણુંજ શરમાવનારૂં હોવું જોઇએ.

આજ તેથીજ હું તમને શીખામણ આપવા આવ્યો છું ને તમને વિનંતિ કરૂં છું કે તમારા કાર્યનું, પ્રયત્નનું ક્ષેત્ર ઘણું વિશાળ રાખજો અને તે એટલું બધું વિશાળ રાખજો કે તેની વિશાળતાને લીધે પણ તમે એ હમેશ યાદ રાખી શકો. અને એ સિદ્ધ કરી શકો કે તમે કેવળ હાડ માંસના પુતળાં નથી પરન્તુ તેથી પર જે આત્મા છે તેજ તમે છો. તમારે એ સ્મરણમાં રાખવું જોઇએ

કે તમારામાં એવી શક્તિ છે જેથી તમે હાનિને લાભમાં અને મૃત્યુને અમૃતત્વમાં બદલી શકો છો. કોઇની શક્તિ અને યોગ્યતા વધારે હશે કે કોઇની ઓછી; પરન્તુ તે કારણને લઇ આપણે જીવનની સ્વતંત્રતા આધ્યાત્મિક પ્રકાશ અને સાક્ષાત્કાર પ્રત્યે બેદરકાર રહેવું ન જોઇએ અને પોતાના આત્માની અવગણના–અપમાન ન કરવું જોઇએ.

અતિશય મહત્વાકાંક્ષા રાખવી એ આરામ અથવા સુખનો તિરસ્કાર કરી દુઃખ અને અશાન્તિને સ્વીકારવા જેવું છે. પરંતુ સત્ય અને સ્વતંત્રતા માટે દુઃખ સહન કરી પોતાના આત્માને કીર્તિવંત બનાવવાનો હક અને ફરજ પણ તો મનુષ્યનેજ આપવામાં આવ્યાં છે. શાસ્ત્રો આપવામાં આવ્યાં છે. શાસ્ત્રો જણાવે છે કે **यादशी भावना यस्य सिद्धि र्भवति तादशीद्धि** જેવી ભાવના હોય તેવીજ સિદ્ધિ મળે છે.

ખરી સિદ્ધિ શું હોઇ શકે ? કેવળ બાહ્ય સાધનો પ્રાપ્ત કરવા એ કાંઇ ખરી સિદ્ધિ નથી. પરંતુ ખરી સિદ્ધિ તો અનંત ઉપર આપણો અધિકાર છે એ જાણવામાં છે. અને અજ્ઞાન તો ત્રિકાળા બાધિત સતત ચાલુ કાર્યમાં સ્વયં પ્રકાશી નીકળે છે.

જે આધ્યાત્મિક આંતરિક પ્રેરણાઓ પ્રભુ તરફથી શ્રેષ્ટ વરદાન તરીકે આપણને મળેલી છે અને જે ઇશ્વરીય સત્તના સાર રૂપ છે તેને દાબી દેવાનો કચરી નાંખવાનો આપણે તો બાહ્ય કામ થીજ બુદ્ધિપૂર્વક પ્રયત્ન કરતા આવ્યા છીએ. આ સંસારમાં વ્યાવહારિક જીવનની મુશ્કેલી અને બીજા મહત્વાકાંક્ષાની પાંખો બધેજ કાપી નાખેલી જોવામાં આવે છે અને કેવળ વ્યવહારજ્ઞતાનેજ મહત્વ આપવામાં આવતું હોય એમ જણાય છે. પરન્તુ આપણું વિશેષ દુર્ભાગ્ય તો એ છે કે આપણને તો જાણી જોઇને ઉચ્ચમાર્ગે ગમન કરવામાં જે આદર્શ અને આત્મ વિશ્વાસનું પાથેય જોઇએ, તેનેજ ઓછું કરી બોજો–ભાર ઓછો કરવાનું શીખવવામાં આવે છે મારી શાળાના નાના નાના છોકરાઓમાં મને આનો ઘણો તીવ્ર અનુભવ થયો છે. પહેલાં થોડા વર્ષ સુધી તો કાંઇ અગવડ આવતી નથી.

પરન્તુ છોકરો ત્રીજા વર્ગમાં પહોંચ્યો કે દુનીયાદારીનું ડહાપણ–મોટી ઉમરનો રોગ તેનામાં જણાવા લાગે છે. એટલે છોકરાઓ એવો આગ્રહ ધરાવતા થાય છે કે "અમારે જ્ઞાન મેળવવાની કાંઈ જરૂર નથી પણ અમારે તો માત્ર પરીક્ષાઓ જ પસાર કરવી છે." એને બીજા શબ્દોમાં કહીએ તો એમ જ કહી શકાય, 'અમારે તો અમને વધારેમાં વધારે માર્ક અને ઓછામાં ઓછું જ્ઞાન મળી શકે તેજ રસ્તો ગ્રહણ કરવો છે."

મારૂં એમ કહેવું છે કે આપણે બાલ્યકાળથી જ આત્મવંચના કરતા ટેવાઇ ગયા છીએ. આરંભથી જ આપણી બુદ્ધિની નિર્મળતા જે આપણને સત્યને માર્ગે દોરી જવામાં સાધનભુત છે તેને આપણે ખોટી રીતે ઠગી છે. એથી શું આપણા દેશને એનો શાપ નથી લાગ્યો ? શું એનું પાપ આપણા દેશને નથી ભોગવવું પડતું ? શું આ કારણને લીધે જ આજ આપણે ભીખારીની પેઠે ધનવાનના સમ્પત્તિશાળી ભોજનમાંથી ફેંકવામાં આવેલા (જ્ઞાનના) ટૂકડાઓ વીણી લેવાની રાહ જોતા બેસી નથી રહેતા ? અવલકારકુની મેળવી શું આપણે આ અપમાનની માજ ના કરી શકીશું !

આ ઉપરથી હવે તમને સમજાશે કે આપણા યુવાનોનો એક વર્ગ એટલું કહીનેજ કેમ સંતોષ માને છે કે આપણા ઋષિ મુનિઓએ જે કહ્યું છે અથવા જે કર્યું છે તે એટલું બધું છે કે આગળ વિચારને માટે કે કાર્યને માટે સ્થાનજ બાકી નથી રહેતું. આપણે ઘડીયાળની કમાન તોડી નાંખી ઘણાજ સંતોષપૂર્વક કહીએ છીએ કે આપણે માટે કાળ પૂર્ણતાએ પહોંચી ગયો છે અને તેથીજ તે આગળ વધતો નથી. આનો તો એજ અર્થ થાય કે આપણે સત્ય પ્રત્યે આંખ આડા કાન કરી આપણને પોતાનેજ ઠગીએ છીએ.

શું આ પૃથ્વીતળ ઉપર એવો પણ કોઇ દેશ છે કે જ્યાંના રહેવાસીઓ પોતાના દેશની સંપૂર્ણ કેળવણી મેળવ્યા પછી એમ કહી શકે છે કે જે સમાજમાં જીવનને હાર માનવી પડે છે અને નિર્જીવ

વસ્તુઓનુંજ સામ્રાજ્ય વ્યાપી રહેલું છે, જ્યાં વિચારનો મુદ્દો અધિકાર નથી અને પ્રતિભાશાળી બુદ્ધિ ગુન્હો ગણાય સજાને પાત્ર લેખાય છે તે સમાજજ બધી રીતે પૂર્ણતાએ પહોંચેલો છે ! મહાન મહાન સત્યતાના જેટલાયે પ્રકારો ઘડાયા છે તે બધાજ ભવિષ્યની મહાન અભિલાષાઓ અને આશાઓની મદદથી સતત માનસિક પ્રવૃત્તિને પરિણામે ઘડાવા પામ્યા છે. અને આપણે તો એનો માત્ર ભોગ આપવા તૈયાર થયા છીએ એટલુંજ નહિ, એના નાશનો ઉત્સવ કરતા હોઇએ તેમ એની પાછળ ભૂંગળો વગાડીએ છીએ અને દુંદુભિ ગજાવીએ છીએ, અને આવી વિચિત્ર–અનુપમ અજાયબી ઉત્પન્ન કરે એવી મનોવૃત્તિ ધરાવનારી આપણી એકલીજ જાતિ સંસારમાં હોવા માટે આપણે પોતાને મુબારકબાદી આપતા હોઇએ એમ જણાવીએ છીએ. આપણા દુર્ભાગ્ય માટે અભિમાન ધરાવવાથી દુર્ભાગ્ય પ્રમાણમાં કાંઇ ઓછું થશે એવી આશા રાખી આપણે ખોટો ભ્રમ ઉત્પન્ન ન થવા દેવો જોઇએ. આ તો જેવી રીતે જ્ઞાન મેળવવા કરતાં પરીક્ષાઓ પસાર કરવાનું વધારે પસંદ કરવામાં આપણે પોતાને વધારે બુદ્ધિમાન ગણી પોતાની જાતને છેતરીએ છીએ અથવા જેવી રીતે લઘુ ઉદ્દેશ રાખી, થોડો આદરી પ્રમાણમાં ઘણાજ અભિમાનમાં તણાઇ જવામાં પોતાની જાતને છેતરીએ છીએ, તેવી રીતે આ આપણી જાતને છેતરવા જેવું થાય છે.

જ્યારે આપણે પરિણામ પ્રતિ નજર નાંખી જોઇએ છીએ ત્યારે શું જોવામાં આવે છે ? એજ કે આપણે કેવળ યુનીવરસિટીની ડીગ્રીઓ અને પૈસા અપાવનારી નોકરીઓ–જગ્યાઓ મેળવીએ છીએ; પરંતુ સત્ય પ્રતિનું આપણું ઋણ–કરજ આપણે અદા કરી શકતા નથી અને સંસારમાં આપણું મુખ હંમેશાં નીચુંજ રહે છે.

જ્યારે આપણે બીજી પ્રજાઓને રાજકીય સ્વાતંત્ર્યનો ઉપભોગ કરતાં જોઈ તેમની ઇર્ષ્યા કરીએ છીએ ત્યારે આપણે ભુલી જઇએ છે કે એ રાજકીય સ્વતંત્રતા જે મનોવૃત્તિ બુદ્ધિનું સ્વાતંત્ર્ય મેળવવા

સતત પ્રયત્ન અંદરે છે, તે મનોવૃત્તિનું પરિણામ છે. જે રીવાજોનો કાંઇ અર્થજ નથી રહ્યો તે રીવાજોને અંત સુધી વળગી રહેવામાં તે મનોવૃત્તિનો ઉત્તમમાં ઉત્તમ ઉત્સાહ અને પ્રયત્ન એળે જતો નથી. અને નદીમાં જ્યારે પાણી હતું તે વખતે તેમાં વહાણુ ચાલતાં માટે આજ તેમાં પાણી નથી, તો પણ-તેની સુકી ખાઇમાંથી વહાણુ ખેંચી લઇ જવાનો પ્રયત્ન કરવાની મૂર્ખતા તે મનોવૃત્તિથી થઇ શકતી નથી. આપણે પહેલાં તો સત્ય જીવનના મૂળમાંજ ઘા કરી તેનો અંત લાવીએ છીએ અને જીવંત ડાળીઓના ફળ જોઇ અદેખા થઇએ છે; આપણે પ્રવાહમાં અસંખ્ય નાના મોટા લંગરો નખી પહેલાં તો વહાણુને સ્થિર તળિયા સાથે ચોટેલું રાખીએ છીએ અને પછી દયા દાનના દોરડા મેળવી તેના વડે તેને ગજારીય સ્વતંત્રતાના સ્વર્ગે પહોંચાડવા પ્રવાહ વિરૂદ્ધ ખેંચવાનો પ્રયત્ન કરીએ છીએ.

આપણે જાણવું જોઇએ કે સત્ય અને સ્વતંત્રતાનું જોડલું હંમેશાં સાથે રહે છે. તેમનો સંબંધ નિકટ છે. જ્યારે સત્યને ગ્રહણ કરવામાં-સ્વીકારવામાં આપણા મનને વિવિધ વિઘ્નો નડે છે ત્યારે એ વિઘ્નો બાહ્ય સંસારમાં કર્મ કરવાની આપણી સ્વતંત્રતામાં બંધનરૂપ થઇ વ્યકત થાય છે. આપણને બાલ્યકાળથીજ જીવનની નાની નાની બાબતોમાં પણ રૂઢિ ને-રીવાજોને વળગી રહેવાનું શીખવવામાં આવે છે. એનું પરિણામ એ આવે છે કે શરીરમાં દાખલ થયા પછી દિવસે દિવસે નવો સંગ્રહ થતાં વધતા જતા ઝેરની માફક તે સત્ય ગ્રહણ કરવાની શકિતની સ્વતંત્રતાને મારી નાંખે છે.

શાન્તિનિકેતનની અમારી શાળામાંથીજ હું તમને આનો દાખલો આપીશ. થોડા દિવસ ઉપર મેં મારા વર્ગમાં ભણતાં છોકરામાંના ૨૦ છોકરાંના કપાળ ઉપર તાજાં ચાઠાં દીઠાં. આટલા બધા છોકરાઓને એકી વખતે એક સરખો જખમ આકસ્મિક ન હોય એમ સમજીને મેં એની તપાસ કરી તો જણાયું, કે મારી શાળાના એક, છોકરાએ બીજા છોકરાઓને કહેલું કે કપાળના અમુક ભાગમાં જખમ

કરી લોહી કાઢવામાં આવે તો પાપ તે લોહી સાથે જતું રહે છે. આમાં વિશ્વાસ મૂકી તે પ્રમાણે વર્તવામાં આ છોકરાઓને જરા પણ વાર લાગી નહિ. સ્વચ્છતા સંબંધી વૈજ્ઞાનિક નિયમો અથવા બીજી બાબતો તેમને સમજાવતાં આપણું ગળું બેસી જાય છે તો પણ તેનું કાંઇ પરિણામ આવતું નથી. પરંતુ પરંપરાથી ચાલતા આવેલા શિક્ષણ-સંસ્કારના પ્રભાવને લીધે જેના સત્ય હોવા સંબંધી કોઇ પણ જાતનો પુરાવો નથી હોતો એવી વસ્તુને પણ સત્ય તરીકે સ્વીકારવા તેઓ તૈયાર રહે છે. ન સમજી શકાય એવી બાબતો ને પણ સ્વીકારી લેવાની મનોવૃત્તિ, ગમે તેવી સ્વચ્છંદ સત્તાને પણ તાબે થવાની ઝેરી મનોવૃત્તિની ઉત્તમ ભૂમિકા છે.

આવી મનોવૃત્તિનું સૌથી મોટામાં મોટું હાનિકારક પરિણામ તો એ આવે છે કે મનુષ્ય એવો વિશ્વાસ ધરાવવા લાગે છે કે બધા દુઃખો અનિવાર્ય અને એકાન્તિક છે અને તેના ભાગ્યમાં તે લખાયલાંજ છે. મેલેરિયા, દુષ્કાળ, મરકી અથવા મનુષ્ય કે કુદરત તરફથી થતું દુઃખ અનિવાર્ય કે એકાન્તિક છે એમ પાશ્ચાત્ય પ્રજાએ કદિ પણ સ્વીકાર્યું નથી તેમનું મન પ્રગતિ કરતું રહે છે અને તેથી વિઘ્નરૂપ થઇ પડેલી બાબતોને પણ તે સતત દૂર રાખી શકે છે.

મનની પ્રગતિ, વિચારશક્તિ-બુદ્ધિમાં સંપૂર્ણ વિશ્વાસ, સદા ઇચ્છા શક્તિનો પ્રયોગ અને જીવનમાંથી બધા વિઘ્નોને દૂર કરવાનો સતત પ્રયાસ એજ સ્વતંત્રતા મેળવવાની સાચી કેળવણી છે. અરજીઓ લખવાની-કરવાની, અથવા મોટા પાયા ઉપર ભીખ માંગવાની સંસ્થા ઉભી કરવાની કેળવણી એ કાંઇ સ્વતંત્રતા મેળવવાની ખરી કેળવણી નથી.

હું તમને તમારાથી અળગો રહી ભાષણ સંભળાવવા અહીં આવ્યો નથી. આપણી બધી એકત્રિત નામોશીનો ખરો ચિતાર આપવાનીજ મને માત્ર ઇચ્છા છે. આ નામોશી ઉપર આપણે મિથ્યા ગર્વનો ઢોંગ ચઢાવ્યો છે, અને જાણે એ અભિમાન કરવા જેવું કેમ

ન હોય એમ ગણી એને ચલાવી લેવા પ્રયત્ન કર્યો છે તમે યુવાન છો, તમે તરૂણ છો. દેશના આ કલંકને ધોઇ નાંખવા ની ફરજ તમારે માથે છે. તમે બીજાઓને ભોળવતા નહિ અને પોતે પણ ભોળવાતા નહિ તમારે તમારી અભિલાષાઓ–ઇચ્છાઓ ઘણીજ ઉચ્ચ રાખવી જોઇએ. તમે જો તમારી દૃષ્ટિ નિર્મળ રાખશો અને સાચા જાતિના માર્ગ ઉપર આગળ વધશો તો મદન પુરૂષોને જે વસ્તુએ મહાન બનાવ્યા છે તે મનુષ્યત્વની પ્રતિજ્ઞાને પૂરી કરવા હજી પણ આપણે સમર્થ નીવડીશું. એ પ્રતિજ્ઞા શુ છે? આપણી પાસેના મહાન નિધિમાંથી સંસારને જેટલું આપી શકતા તેટલું આપવાની એ પ્રતિજ્ઞા છે.

જ્યારે આપણે જગતને કાંઇ પણ અર્પણ કરી શકતા નથી ત્યારે આપણને ભીખારીની માફક ટુકડાઓજ મળે છે, પરન્તુ જ્યારે આપણે પુષ્કળ આપી શકીએ છીએ ત્યારે આપણે જરૂર સ્વયં આપણા આત્માને મેળવી શકીએ છીએ. જ્યારે આપતાં શીખશું ત્યારે સમસ્ત સંસાર આપણને ઉલટભર્યો મળવા આવશે અને આપણું સ્વાગત કરશે. તે વખતે આપણે હાથ જોડીને એમ નહિ કહેવું પડે, એમ નહિ વિનતિ કરવી પડે કે "અરે! અમને બચાવો! અમને બચાવો! અમને ઇજા ન કરો." તે વખતે મનુષ્ય સમાજ સ્વયં પોતાના લાભની ખાતર આપણને કોઇ પણ પ્રકારની ઇજા ન પહોંચે તેની કાળજી રાખશે. તે વખતે આપણે બીજાઓની મહેરબાનીથી કાંઇ નહ મેળવીએ પણ આપણા હકોજ મેળવશું. આજ તો આપણે બીતા બીતા કહીએ છે કે મહાન પદ મેળવવાની અમારી ઇચ્છા નથી, પરંતુ જો અમને ભરાઇ રહેવા માટે એક ખુણો પણ મળશે તો અમે સંતોષ માનીશું. પ્રભુની ખાતર પણ આવી તુચ્છ અભિલાષા રાખશો નહિ, અને આવી તુચ્છ પ્રાર્થના કરશો નહિ, કેમકે તુચ્છ વસ્તુમાં કાંઇ સુખ નથી. માટે મહાનમાં મહાનનેજ શોધી કાઢો." આપણી પાસે અંતરમાં જે મહાન છે તેને ભુલી જઇએ અને કેવળ તેની શોધ બહારજ કરતા રહીએ તો ભીખથી જે કાંઇ

/

આરામ અથવા સુખ આપણે મેળવી શકીશું ને કેવળ આપણ મૃત્યુનો જ સંદેશ આપશે.

ચક્રવર્તી રાજા સત્ય પોતાના વિજય રથમાં બેસી પ્રવાસે નીકળ્ય છે. આકાશમાં તેનાં રણતૂરાં વાગી રહ્યાં છે. જે માણસોનો આત્ કાયર છે જેઓ મજેથી આળસુ છે, જેઓ પોતાના આત્મવંચ ખોટા તર્ક ઉપર મોહી રહેલા છે, જેઓ જીર્ણ જર્જરિત કાળન નિર્જીવ શબ્દોવડે સત્યનો માર્ગ રોકી રાખવા પ્રયત્ન કરે છે અ એવી રીતે સત્યને પોતાના દ્વાર ઉપર બાંધી રાખવાની આશા રા છે, તેઓ એમ કરી મળી પોતાના પગની બેડીઓજ ઘડવામા સફ થાય છે. બીજુ કાંઇ કરી શકતા નથી. યુગયુગનો આ જુનો કચરો વાળી સાફ કરી નાખજો, કારણ કે પ્રવાસીઓનો સમ્રાટ પ્રવાસે નીક-ળ્યો છે. તે હમેશાં એટલોજ પ્રશ્ન પૂછે છે કે તમે કેટલી પ્રગતિ કર છે? શું પ્રતિવર્ષે અને પ્રતિયુગે આપણે આ પ્રશ્નનો મૂર્ખાઇના ગર્વ સાથે એકનો એકજ ઉત્તર આપીશું કે "અમે એક ડગલું પણ આગળ વધ્યા નથી"? શું આપણે જુના જમાનાનો ઉતરી ગયેલો અને જર્જરિત થઇ ચીથરૂં થઇ ગયેલો કોટ પહેરી ભીખારીની માફક સંસારયાત્રાના ચાર રસ્તા ઉપર એકજ સ્થળે ઉભા રહીને હાથ લાંબો કરી જે ભાગ્યશાળી પ્રવાસીઓને સમ્રાટ પ્રવાસ રથમાં સ્થાન મળ્યું છે તેમની પાસેથી ખાદ્યપદાર્થની, મદદની, ગ્ન અને સ્વતંત્રતાની માત્ર ભિક્ષાજ માંગીશું? જો તેઓ પુછે કે પણ અમારી સાથે ધનની શોધ કરવા કેમ નથી આવતા? ત્યારે આપણે એના જવાબમાં પ્રતિવર્ષે અને પ્રતિયુગે એજ કહીશ ગતિ અમારે માટે નિષિદ્ધ છે કારણકે અમ પવિત્ર ભૂતક માણસ હોવાનો દાવો કરીએ છીએ અને તેથી સદાને માટે ભૂ સાથે બંધાઇ રહેલા છે.

---

સુરત લીમડાચોકમાં આવેલા મગનલાલ વ.ના 'દેશી મિત્ર' પ્રે નાથુભાઇ દેવચંદે છાપી, અને સેવા મંડળ સુરત તરફથી દયાશંકર ભા. શુકલે પ્રગટ કરી.